# શલોકો મોટો તથા નાનો.

( રચનાર-પીર શમ્સ તથા પીર સદરદીન. )

[ ગુજરાતીમાં. ] આવૃતી પહેલી નકલ ૫૦૦

## મુખી લાલજીભાઈ દેવરાજ.

ધી ખોજા સિંધી છાપખાનું.
૧૧૩, પાલખી મહોલા,
મુંબઈ નં. ૯.





આ બુક મેનેજર વલીભાઈ નાનજીએ ધી "ખોજા સીંધી પ્રી. પ્રેસ" ૧૧૩, પાલખી મહોલા, મુંબઇ નં. ૯ માં મુખી લાલજીભાઇ દેવરાજ માટે છાપી અને મુખી લાલજીભાઇ દેવરાજે ધી ખોજા પ્રી. પ્રેસ, ૧૧૩, પાલખી મહોલા મુંબઈ, નં. ૯ માં પ્રગટ કરી.



સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

# શલોકો-મોટો.

( રચનાર-પીર શમ્સ. )

સતગુર કહેરે દીલમાંહે દેવલ પુજીયે, અને દીલમાંહે દેવ દુઆર,
દિલમાંહે સાંઇયા આપે વસે, અને દિલમાંહે આપે દીદારરે. ૧
સતગુર કહેરે આપે હરીયા લહેર હે, અને આપે દેવ મોરાર,
આપે સબકું દેખત હેય, પણ અંધેકે મન દુરરે. ૨
સતગુર કહેરે સતપંથી તે જે સતસું રહે, અને બુરો ન રાખે મન,
સતપંથી તે સાચા કહીયે, બાકી સરવે રદરે. ૩
સતગુર કહેરે સતપંથી તે સુરા ધ્યાનસું, અને સુરાને હે સુર,
તે ઉપર ક્રોધ ખનું કાઢે કહેરનું, તોય સુરા ન છોડે સુરરે. ૪
સતગુર કહેરે જેણે રંગ લીયા અમ તણા, તેને કેસા હે ગુમાન,
જે જેવાં હોવે મોમનાં, તે તેવો લાવે ઇમાનરે. ૫
સતગુર કહેરે જેસા જીવ હોવે આપણા, તેસા તું અવરાને બુજ,
જેણે પારકું દેખ્યા ભુંડકા, તેતો આપે હોસે જુઠરે. ૬
સતગુર કહેરે હીરામોતી લાલ હે, તે સબ બજાર ચોક વેચાય,
તે જેણે કાચ લીયા જાઈને હાથમાં, તેને લાલ મોતી ન સોહાયરે. ૭
સતગુર કહેરે અમે સરવે જુગ દેખ્યા, અને દેખ્યાં સઉનાં મન,
જે મોમન જેવું બોલસે, તેનું તન મન તેવું પ્રાણરે. ૮
સતગુર કહેરે જેણે ધરમ જોયા સતના, અને જોયા વેદ વીચાર,
તે ઇમાન રાખસે સતસું, અને ગુર ઉપર રાખસે પ્યારરે. ૯
સતગુર કહેરે જેણે વેદ જોઇને વીચાર્યું નહી, અને તેનું વેદસું નહી કામ,
તે [illegible] આવ્યા ને [illegible] ગયા, તેની વેદમાંહે નથી સાંખરે. ૧૦

સતગુર કહેરે બ્રહ્મગનાન માંહે જે રહયા, વળી દાનત રાખે ઠામ,
તે તો સોળ કલાની જોતમાંહે, તેને સુજે સરવે કામરે. ૧૧
સતગુર કહેરે જેણે કળા જોઇ દીનકી, તે જીવ પરલે નઈ જાય,
જાણે સતગુર સમસ ભાઇ તે, અંતે ભેળાં થાયરે. ૧૨
સતગુર કહેરે અમારા રંગ જે દેખસે, તેને દીન સુજે સાર,
તે જો લાખ આવી વેરી મલે, તોય ન મેલે સતની સેવરે. ૧૩
સતગુર કહેરે દેખ્યા ખેલ જેણે સતસું, તે કેમ મેલે સતસું નેહ,
તો જો લાખ કરોડ અસ્તી આવી મલે, ભાઈ તે માંહે સરવે તેહરે. ૧૪
સતગુર કહેરે સાર સું થાસે તે લોકની, જેને નથી વેદ વીચાર,
તે વાણ ન બોલે સત ધરમની, ભાઇ ગનાન ન બોલે તેહરે. ૧૫
સતગુર કહેરે જેને કલેજે બાંણ લાગાં નેહ તણાં, તેની દ્રસ્ટી અવર કેમ જાય,
તેનું પીંડ ચાલે મરત લોકમાં, તેની સુરતી આકાસે જાયરે. ૧૬
સતગુર કહેરે સુરત નીરત જેની રેણી માંહે, અને સેત સોહાય તેને સાર,
ચાર મુરત સુજે દીપક તેને દીલમાં, તે જંપે અજપ્યા જાપરે. ૧૭
સતગુર કહેરે અજપ્યા જાંપ જીસ ઘટ વસે, તીસ ઘટમાં સઈ દીપક જાણ,
સોળ કળા સુજે તેને દીલમાં, ભાઈ તેને કળજુગ ન લુપે જાણરે. ૧૮
સતગુર કહેરે તે દીપક જાગ્યા જાંપસું, તે માંય સુરત નોરત સમાય,
સતસો તેને જીભે રહે, ગુર કહે હું પાસ તેને સહી જાણરે. ૧૯
સતગુર કહેરે જેના દીલમાં ગુર બ્રહમા વસી રહયા, તેને કેમ સુજે નીંદા ચેન,
તે સંસારની વાત સાંભલે તોય, ન ડોલાવે પોતાનું મનરે. ૨૦
સતગુર કહેરે જેના ઘટમાંહે પીરસાહ વસ્યા, અને ભરપુર બેઠા જાણ,
તેને સેતાન કેમ લોપસે જે દીલ માંહેથી મારી કાઢસે કાળરે. ૨૧
સતગુર કહેરે સેતાન તેને લોપસે, જે જીવ બેગનાની થાય,
તે જાણી બુજી છાંદા રાખસે, તેને મુવે મોક્ષ ન થાયરે. ૨૨
સતગુર કહેરે છાંદા નેહ ન રાખીયે, અને છાંદે મોખ ન થાય,
સતગુર સરેવો સાચસું, તો પાપ નજીક ન થાયરે. ૨૩
સતગુર કહેરે પાપ તો જુગમાંહે અતીઘણું, અને સહુ સબળા લુંટાય,
સતીજન જુઠ ન બોલીયે, જો રોહસો મારણ હારા થાયરે. ૨૪

સતગુર કહેરે જીસ માંહે નુર પરગટાં, તેની આખીસું હુઇ અનત,
તેને લાખ અંધારાં આવી વસે, તોય ન મેલે સતનું ઠારરે. ૨૫
સતગુર કહેરે ગીનાન વીચારી જે ચાલીયા, તે દુનીયાસું રહેસે દુર,
સંસાર સાગર તો મહા દુખ હે, અને સતગુર બીજો મ જાણુરે. ૨૬
સતગુર કહેરે તીરથ નાહીયે લવેણી, જ્યાં નરીજંન હોય હજુર,
તે પાપ છોડાવે જુગ ચારનાં, જો મનમાંહે ન આણે ખોટરે. ૨૭
સતગુર કહેરે ગુર નર દોનું એક હોય, તે વસે છે મીલછા માંહે,
તેને સરેવજો રંદેહસું, અને મનમાંહે ન લાવજો ખોટરે. ૨૮
સતગુર કહેરે જ્યાં નુર પરગટ પધારીયા, ત્યાં દઇતનું છે બહુ જોર,
ત્યાં જુઠો બોલીને જીવ છોડાવસે, ભાઇ તેનું દઇત છે નામરે. ૨૯
સતગુર કહેરે પતંગ એકતીલ તોલ હુએ, અને વનસ્પતી ભાર અઢાર,
તે એક તીલ પતંગ જો જલાવસે, તો અઢાર ભાર થુળ મુળ જલાયરે. ૩૦
સતગુર કહેરે કાયામાંહે અઢારભાર વનસ્પતીછે,અને તેને લાગે અનત ખેલનુફળ,
કાળ કરોધ જુઠ કરે આતમા, તે પતંગ જીયું જલાવે સારરે. ૩૧
સતગુર કહેરે જીસ મુખથી હરી નામ જંપીયે, તીસ મુખ વરસે નુર,
તીસ મુખથી જો જુઠ બોલીયે, તે સતપંથી નહી સારરે. ૩૨
સતગુર કહેરે સતપંથી થઇને જે મીલછામાંહે ભળસે, તેનુ ઇમાન ઓછુ થાયે,
તે તો ચાર જુગમાં ભુલ્યા, પછે આખર નરગે જાયરે. ૩૩
સતગુર કહેરે પ્રેશ હતા તે ફરી રહયા, અને ઇ છે સતગુરની સાંખ,
હવે ઇમાન જો તમો ડોલાવસો, એવો અવતાર ફરી નહી થાયરે. ૩૪
સતગુર કહેરે છેલી નીશાની એ કહુ, અને તેરસો સંધનો દોર,
હવે ચેતણ હારા તમે ચેતજો, એમ બોલ્યા સતગુર સમસ પીરરે. ૩૫
સતગુર કહેરે છેલી સંધે આવીયા, અને આવ્યા ગતમાંહે જાણ,
હવે ગતમાંહે જેણે ન ચેતીયા, તે નરગે પડસે નીરવાણરે. ૩૬
સતગુર કહેરે ગતમાંહે સરવે વાપીયા, અને વાપ્યા દેવ નારાયણ,
જેણે જાણી ગતમાહે જુઠુ બોલીયા, તેને નહી મળે ગુરનર જાણરે. ૩૭
સતગુર કહેરે વેળા આવી જમ તણી, તેમાં કોનુ ન ચાલે જોર,
આ જમને જોઇ જે ચાલસે, તેણે જોત દીઠી છે ન્યાંયરે. ૩૮

સતગુર કહેરે જમને જોડી જે ચાલસે, તેણે જોત દીઠી સહી સાર,
તેં તો જોત છે દીનની, તેને દુનીયા ન જાણે કોયરે. ૩૯
સતગુર કહેરે દુનીયાં તો સગલી પતંગ તોલ હે, અને વસેછે અઢાર ભારમય,
તે પતંગ જીસ ઘટ વાપીયા, ભાઇ તાસું પ્રીત મ રાખરે. ૪૦
સતગુર કહેરે આંચે વલગીઉ પતંગીઉ નહી, તે જોત દેખી નાસી જાય,
તેણે જોતનો ભેદ ન જાણીયો, તે આપે બળી બળી જાયરે. ૪૧
સતગુર કહેરે સરવ દુનીયાં જોત નવ દેખે, અને જોત દેખી નાસી જાય,
તે જોતનો ભેદ જો બાહેર કાઢીયે, તેં દુનીયામાં ઘેલો કેવાયરે. ૪૨
સતગુર કહેરે દુનીયાં સરીખો ચાલીયે, તો દુનીયાનો માણસ કહેવાય,
પછે સરગતો કરમે મલે, અને દુનીયાં સરીખો થાયરે. ૪૩
સતગુર કહેરે દુનીયાં સરીખો જે ચાલસે, તેનુ મન રાખે સબ કોઈ,
જે વાટ છોડી ઉવાટે ચાલસે, તેને કાંઇ ન કેવાયરે. ૪૪
સતગુર કહેરે દુનીયાં છોડી જે દીનસુ ચાલસે, તેનુ આસણછે શાહપીરને પાસ,
ત્યાં દરસન દેખે તે નુરનાં, તિયાં દુનીયાં થાયસે હલાખરે. ૪૫
સતગુર કહેરે દુનીયા કાલે ફનાહ હોઇ જાસે, તમે મત છોડો સાહપીરસું રંગ,
જો સીર કાપી સંસાર લીયે, ભાઈ તોય ન છોડો સાહસું સંગરે. ૪૬
સતગુર કહેરે પીયુ તો વસે છે જોતમાં, તે આવસે ઘટમાં જાણ,
તે ઘટમાં દીવો કીજે ધરમનો, તો ધરમ ઉતારે પારરે. ૪૭
સતગુર કહેરે ધરમ તો મોટુ સાચનુ, તે સાચો સાચ કેવાય,
જેના ઘટમાં નુરજ વાપીયા, તે કુડસું ન રાખે હેતરે. ૪૮
સતગુર કહેરે કુડસું ધરમજ જાયસે, અને ઘટમાંહે પડે અંધકાર,
તે મુખથી ગનાનજ બોલશે, અને મનમાંહે બાજી કારરે. ૪૯
સતગુર કહેરે એવા કુડ કપટ સરવે મેલજો, અને લેજો ધરમ આચાર,
કાયા કાચી કાલે ગળી જાઇસે, પછી આગલ થાશે દુખ અપારરે. ૫૦
સતગુર કહેરે કાલે કાળજ આવશે, અને લેસે જીવ ઉઠાઈ,
ત્યાં એકલું સઉ કોઇ થાસે, ત્યાં કુડાં થાસે ખુવારરે. ૫૧
સતગુર કહેરે ખરાને સીર છત્ર ધરાવસે, અને બેસશે શાહ પીરને હજુર,
કુડાં ત્યાં બાહુ રોસે, અને રોરો સભાને પાસરે. ૫૨

સતગુર કહેરે ધરમ હમારો ઉતમ છે, તે ઉતમ સદા સહી જાણ,
સતપંથ સોળ કળાશું ઉગીયા, જેણે જાણ્યો અમારો ભેદરે. ૫૩
સતગુર કહેરે અમારો ભેદ જેણે જાણ્યો, અને જાણી અંતરની વાત,
તીસ ઘટ નીંદા ન હોસે પારકી, તે સતની કરશે વાતરે. ૫૪
સતગુર કહેરે જીસ ઘટ નીંદા વાપરી, અને વાપરી અજાણી વાત,
તિસ ઘટ સેતાન વાપીયા, તે અધુરા દીલના કેવાયરે. ૫૫
સતગુર કહેરે જીસ ઘટ ઓછો વાપરયો, અને નહી ત્યાં ઉતમ વાત,
તિસ ઘટ દલ ઉલટયાં, તે કળ દાડવનાં નીરવાણરે. ૫૬
સતગુર કહેરે કળ દાડવનાં ત્યાં ઉપ્રટે, ત્યાં સત ન સુજે લગાર,
તે ગતમાં આવીને બેસશે, પણ નીંદાસુ રાખશે વેવારરે. ૫૭
સતગુર કહેરે પાપી તો ઘણું જીવશે, તેને અમારી છે આશીશ,
તેનુ કોઇ જીવ નહિ છોડાવશે, તે પડશે નરગ દુવારરે. ૫૮
સતગુર કહેરે જીસ ઘટ નીંદા વાપરી, તીસ ઘટ સેતાન પ્રકાશ,
તે એબ કાઢે સહુ તણાં, તેને બેકોલી સહિ જાણરે. ૫૯
સતગુર કહેરે સંસાર નાગો ને દિન સુનું, તે માંહે જે એબ ઢાંકે જાણ,
સતપંથી તેનુ નામ કહિયે, જો કેના એબ ન કાઢે બહારરે. ૬૦
સતગુર કહેરે ધરમની વાણીયે ચાલજો, અને ધરમનો છાનો કરજો નેહ,
જે ધરમને પાળે સતપંથી, ભાઇ સતપંથી તેનુ નામરે. ૬૧
સતગુર કહેરે જ્યાં નીન્દા થાય દુનીયાં તણિ, ત્યાં નહી અમારૂ ઠામ.
ત્યાં બેસી જે કોઇ સાંભળે, તે જાણો સેતાનના કામરે. ૬૨
સતગુર કહેરે નીંદાયે રાવણ મારીયો, અને મારયો કોરવ દુરજોધન હાર,
નીંદાયે ગાંગીયો ભીખમ ગયો, અને ગઇ હેમાવન્તી નારરે. ૬૩
સતગુર કહેરે નીંદાયે સંખો મારીયો, અને નીંદાયે હરણાકંસ જાઇ,
નીંદાયે ત્રીસંકું ગઇયો, જેની કુળ હરીચંદ કેવાયરે. ૬૪
સતગુર કહેરે નીંદાયે પાંચને બોળીયા, વલી પેલાજની કુળ કેવાય,
તે ધરમ કરતા એકઠા, તે નીંદાથી અવગતિયા થાયરે. ૬૫
સતગુર કહેરે નીંદાયે સાતને હરાવીયા, તે હરીચંદની કુલ કેવાય,
તેણે એબ ચડાવ્યા તારા રાણીને, તે પડયા ગોડ અંધાર જાયરે. ૬૬

સતગુર કહેરે જે ધરમ કરતા એકઠા, અને રચતા નરજોત હજુર,
તે જાણી અજાણી વાતુ કરતા પારકીયું, તેથી પડયા ગોડ અંધારે જાયરે. ૬૭
સતગુર કહેરે જે ધરમીને એબ ચડાવતાં, તે ધરમી ગતમાં બેસતા જાણુ,
સાત સરગમાંહે તે પોચીયા, સતી તારા રાણી હરીચંદ જાણુરે. ૬૮
સતગુર કહેરે નવ કરોડની નીંદા મંડાવી, તે સતાવીસ કરોડ માંહે,
તે દીદાર કરતા સરવે એકઠા, તે પાંડવાને દુવારે જાઈરે. ૬૯
સતગુર કહેરે તે દીદાર કરતા હરી તણા, વળી તે નીંદા કરતા તેહ,
જે નીંદા કરતા સત ધરમની, તે પડયા નરગજ માંહરે. ૭૦
સતગુર કહેરે પાંડવ સરિખો ભગત કોઇ નહ, જે માંહે કુળ શાહાની આય,
તે દેખતા નવ કરોડ પોંચીયા, તે અભીયાગતને આધારરે. ૭૧
સતગુર કહેરે નીંદા સરીખો પાપ તો કોઇ નહ, જેણે લુંટા આલમ સંસાર,
સતપંથીની જે નીંદા કરતા, તેને હબીયા દોજક ન રાખે જાણુરે. ૭૨
સતગુર કહેરે હબીયા દોજકમાં જે જીવ પડશે, તેને ત્યાં સુખ નહીં લગાર,
તેને એક ખાઇ બીજો આરોગસે, તેના એવા હવાલજ થાયરે. ૭૩
સતગુર કહેરે તે સતાવીસ કરોડમાંથી પરલે ગયા, જેણે રાખ્યો પરનીંદાસુ નેહ,
તે ઠાલા આવ્યા ભુલઃ ગયા, તે પાંડવ દેખતાં જાણુરે. ૭૪
સતગુર કહેરે નીંદાયે ચોવીસ કરોડને બોળીયા, અને બોળ્યા હાજરા હજુર,
સતગુર અઢમા પીર સદરદીન કહીયે, તેનુ નબી માહમદ નામરે. ૭૫
સતગુર કહેરે હરીના સાચા જીવડા ચાલીયા, તે દરશન કરતા નીતો નીત,
તે માંહેથી પોતાને બોડી ચાલીયા, તે ચોવિસ કરોડ તેને ઠામરે. ૭૬
સતગુર કહેરે નીંદા કરતા તે જીવની, વળી તે એકઠા બેસતા જાણુ,
તે નીંદા માંહેથી એટલું પામીયા, તે નરગમાંહે ગયા નીરવાણુરે. ૭૭
સતગુર કહેરે જે ગુર સાચા દેવતા, તે ગુર સેસ્ટીના સીરજણહાર,
જેણે ગુરનર પીછાણ્યા ઇમાનસું, તેસું નીંદાનુ ન ચાલે જોરરે. ૭૮
સતગુર કહેરે અમે અપરાધી બઉ લાગીયા, અને લાગ્યા સંસાર સાગર માંહે,
અમારા વચન જે માનશે નહી, તે જાશે નરગ માંહેરે. ૭૯
સતગુર કહેરે અમે અથર વેદ ભાંખીયા, તે અમારા મુખથી જાણુ,
તે અમારા મુખની ભાખ્યા નહી સાંભળે, અને રાખસે નીંદાસુ નેહરે. ૮૦

સતગુર કહેરે નીંદા એવી જાણીયે, જેસી કુંવારી કન્યા જાણુ,
નીંદા પારકી જે કરે, તેને કુંવારિ કન્યાનુ કલંકજ જાણુરે. ૮૧
સતગુર કહેરે કુંવારિ કન્યા ધરમ ઠામ છે, તેને પીતા લાગે પાય,
તે પીતાને કન્યાનુ કલંક ચડે. જે કરે પારકી નીંદા જાણુરે. ૮૨
સતગુર કહેરે દસ આસમાન અમે જોયાં, અને જોયાં સરવે સંસાર,
સહુમાંહે અમે જોઇયાં, તો નીંદાની બહુ છે પુકારરે. ૮૩
સતગુર કહેરે સતપંથ સરીખો કોઇ નઈ, જેની નર પાસે છે સાખ.
તે સતપંથ પુજાનુ ધરમ સરવે જાસે, જે નીંદાસુ રાખે વેવારરે. ૮૪
સતગુર કહેરે નીંદાયે ધરમજ જાશે, અને નીંદાયે જાસે વેવારરે,
નીંદાયે સરમજ જાશે, અને નીંદાયે જાશે દિદારરે. ૮૫
સતગુર કહેરે નીંદાયે બંધવ લડસે, અને નીંદાયે પુત્ર પીતાની કરે ઘાત,
નીંદાયે નારીને કલંક ચડાવસે, નીંદાયે માતાને પુત્ર મારે લાતરે. ૮૬
સતગુર કહેરે નીંદાયે કલંક ચડાવસે, તે સતપંથીને છે હરામ,
નીંદા એવી છે પાપણી, જેથી બગડે સરવે કામરે. ૮૭
સતગુર કહેરે જયારે એવી પાંચ હત્યા સતપંથમાં થાશે, તારે અમે તે છપી જાય,
જો ગત્ર મેલા મલી પાપ ઉતારશે, ભાઇ તોય પાપ ન જાયરે. ૮૮
સતગુર કહેરે જયારે પાંચ હત્યા એવી વાપરે, તારે નર તે નીરાકાર થાય,
તે ગત મલી બેસસે, તે કરસે અધરમ અન્યાયરે. ૮૯
સતગુર કહેરે તે પોતે પાપ ન ઉતરસે, અને જે ગત કરે તે સાર,
કલસ ગુર બ્રમાજી આપે જોતમાંહે રાખસે, આપે કરસે રાજદુવારરે. ૯૦
સતગુર કહેર હકીકતી ગીનાની સતપંથી, તેનું સદાઇ સાચસું વેવાર,
તે નીંદા જુઠથી અળગો રેસે, અને દુરથી રાખસે ઇમાનરે. ૯૧
સતગુર કહેરે નરતો આગે દેવતા, અને તેની સરવ જોતજ જાણ,
તેનું ઘડી ઘડી માંહે રૂપ છે કોડામણુ, ભાઇ તાસુ રાખો ઇમાનરે. ૯૨
સતગુર કહેરે ઇમાન રાખશો તો છુટશો, અને ગુર કહે છે પોકાર,
સાચી દસોંદજ આલજો, અને દુરથી લાગજો પાયરે. ૯૩
સતગુર કહેરે કોલ દસોંદનો તમે આલીયો, અને તે માતાના ગીરભાવાસમાંજાણ,
તેમ નીંદાનો કોલ પણ આલીયો, જે નહી કરવી કેની વાતરે. ૯૪

સતગુર કહેરે દસોંદ આલો તમે સાચસું, તે નરને હજુરજ જાણ,
તે પાટો લીધો સવા લાખનો, તે લીધો ટંકશાળનો જાણરે. ૯૫
સતગુરે કહેરે સવાલાખ ત્યાં પામસો, અને જેવાં દીધાં હસે દાન,
જ્યાં નહી મલસે અન પાણિ એક તલ, ત્યાં લેસો દસોંદ દાનના ફળ. ૯૬
સતગુર કહેરે સતપંથી તમે રહેજો સનસું, અને તમે આપ્યા કોલ તેનુ કરજો વીચાર,
તે છાપો લીધો ત્રાંબા પાટનો, તે કબી ન ખોટો થાયરે. ૯૭
સતગુર કહેરે એવો ધરમ કેમ હારીયે, અને દુનીયાની લાજેજ જાણ,
તે લાજ રાખો છો સંસારની, અને રાખો છો નીંદાસુ નેહરે. ૯૮
સતગુર કહેરે લાલચ દેખો જીવની, જે કરે પારકી નીંદા જાણ,
તારે તે બે તડથી ડાલી પડસે, એવો જાસે ધરમ નીમ નીરવાણરે. ૯૯
સતગુર કહેરે નીંદા કીધે સું આવે, અને વળી જેથી ઇમાનજ જાય,
ગુરનરના ત્યાં ચોર કેવાસો, ભાઈ આખર નરગમાં ઠામરે. ૧૦૦
સતગુર કહેરે સુકૃળ કામે સરવે તરશે, અને આગલ છે તોલ મીજાન,
ત્યાં તીલ તીલનાં લેખાં સાહેબ માગશે, તે હાજર ગુર બેસાડી જાણરે. ૧૦૧
સતગુર કહેરે તોલ મીજાન અમે જણાવીયા, અને તમે ડરજો સરવે સંસાર.
ને આગલ જાતાં જાણસો, તારે મ કરજો પોકારરે. ૧૦૨
સતગુર કહેરે અમે પોકારયું અતીઘણું, અને ચવટે ચડી જાણ,
પણ અમારી પોકાર સાંભલી બેરા થાશે, તેની ત્યાં ન ચાલે પોકારરે. ૧૦૩
સતગુર કહેરે અમારી પોકાર જે સાંભલે, તે સાંભલે એકાંતે જાણ,
તે પાંચ હત્યાથી અલગ રેસે, ભાઇ તે માંહે છે અમારું ઠામરે. ૧૦૪
સતગુર કહેરે અમે આવી તેમાં બેસીયે, અને બોતેર કોઠામાંહે થાય અવાજ,
રેણી જાય તેની જાગતાં, ત્યાં રચના ગનાનની થાયરે. ૧૦૫
સતગુર કહેરે અજમ્પીયા જાપ તેને ઘટ વસે, અને કાયામાં થાય જંત્રો અવાજ,
ત્યાં બોતેર કોઠામાં તાલ તંબલ વાજે, તેની ધાત જાણે વિરલો કોયરે. ૧૦૬
સતગુર કહેરે તે જીવની જીભ અમતણી, અને વસે તે સંસારજ માંહે,
તેને બંધ બંધાણા અમતણા, તેની ધાત જાણે કોયરે. ૧૦૭
સતગુર કહેરે દસ આસમાન તે માંહે વસે, તે માંહે સુરત નીરત સમાય,
જે ભ્રાત કાઢે મનથી, તેની દસ્ટી ધમાની થાયરે. ૧૦૮

સતગુર કહેરે સાચા ઇમાની તે કહીયે, જેમાંહે વસે સાચા ઇમાન,
તે એબ ન કાઢે પારકી, અને દુખ દેવે આપણે મનરે. ૧૦૯
સતગુર કહેરે ગત સઘળી માં સાહ પીર વસે, અને ગતમાં જોતજ જાણ,
તે જોત પ્રકાસ કાંઇક રાખશો, તો તમારા જીવની રેશે શરમરે. ૧૧૦
સતગુર કહેરે ધરમ દાન ગુર મુખે આલીયે, અને દીજે દસોંદનુ દાન,
ગુરગત હજુર જો આલીયે, તો સાહેબ પુરે મનની આસરે. ૧૧૧
સતગુર કહેરે જપ તપ ઉતમ ઠામનુ, તે એકાંતે બેસી કીજીયે કામ,
પણ જો નીંદા કરશો પારકી, તો વણસસે ધરમના કામરે. ૧૧૨
સતગુર કહેરે સતનો કોલ નવ આલીયે, અને સતકારણ પોતે લુટાય,
તે પંડે સુરતજ લાવીયે, અને સુરતે તે સત કોલ પાળરે. ૧૧૩
સતગુર કહેરે સુરા જેમ રણમાંહે લડે, અને સીર કપાવા જાય,
તે પાછો પગલો નવ ધરે, તે સનમુખ ચાલ્યો જાયરે. ૧૧૪
સતગુર કહેરે એબ પર દીયે ઇ કામ છે, અને દુનીયામાં કથણી થાય,
તે જીયાં તમે બેસો હેતસું, ત્યાં ભાવ ન રાખે કોયરે. ૧૧૫
સતગુર કહેરે તે બે ભાવે કેમ રહીયે, અને પ્રીત પોતાની રાખ,
એવા. ભાવસું કોઇ સાચો મીલે, ભાઇ તેને કોલજ આપરે. ૧૧૬
સતગુર કહેરે બે ભાવે જે કોઇ રહે, તે ઉપર ભાવ ન રાખે કોઇ,
તે જેને કાજે અમે આવીયા, ભાઇ તાસું ભાવજ રાખરે. ૧૧૭
સતગુર કહેરે અમે આવી જેને મલીયે, તેની કોઇ આગલ ન કરવી વાત,
જો અંતરનો ભેદ કેને આપશો, તો રીસામણું અમારૂં થાયરે. ૧૧૮
સતગુર કહેરે રીસામણું અમતણું દોયલું, તે દોયલું ઘણા ઘણું જાય,
વળી ઉભા થઇ જો તપ કરશો, ભાઇ તોય ન મલસું જાણરે. ૧૧૯
સતગુર કહેરે મીલી પાંચ સાત થઇને બેસશો, અને મોટેરા થઈ બેસશો જાણ,
ત્યાં અમને મ જાણજો, જીયાં નીંદા થાય નીરવાણરે. ૧૨૦
સતગુર કહેરે જ્યાં નીંદા થાય ને રીસ ઘણેરી, અને કરોધ મોટેરા થાય,
તે કાલે મોઢે ચાલશે, તે તમે સાને કરો એવાં કામરે. ૧૨૧
સતગુર કહેરે જ્યાં અનત દેવ આવી મલસે, અને મલસે તે આલમ ને સંસાર,
તે માંહે કાલે મોઢે ચાલસે, અને ઘણો થાસે ખુવારરે. ૧૨૨

સતગુર કહેરે પ્યાર પ્રીત તમે જીવશો, તેમાં લાગી છે પ્રીત અપાર,
જે કોઈ પ્રીતજ તુટશે, તારે આગળ શું દેસો જવાબરે. ૧૨૩
સતગુર કહેરે કાયા કામી કાચી ગળી જાશે, તારે જીવને થાશે દુખ અપાર,
તે જીવને તમે રાખજો સતશું, અને મારગી નીંદ મ કરજો લગારરે. ૧૨૪
સતગુર કહેરે ચેતણહારા તમે ચેતજો, અને કહું છું છેલી વાર,
ત્યાં અમે અખાડે ચડી પોકારશું, ત્યાં ચોર થાશો નીરવાણરે. ૧૨૫
સતગુર કહેરે ખટઘડી તમે જાગજો, જે વેલા નુરની કહેવાય,
પોતાનું પીંડ તમે સાચવજો ભાઈ, બીજાનુ શું છે કામરે. ૧૨૬
સતગુર કહેરે અંતરનો ભેદ કેને ન આલીયે, જો સીર કાપી લીયે હાથ,
તે જો સીર કાપી દીયે આપણુ, ભાઈ તોય ભેદ ન આપરે. ૧૨૭
સતગુર કહેરે સીર દીધા તો શું થયું, જો રીદા ન ભીનુ જાણ,
પણ કટકા કરે કાયા તણા તોય, અજપ્યા જાપ વીના કુડાં કામરે. ૧૨૮
સતગુર કહેરે ધરમ તેને આલીયે, જો હોવે ધરમી માહા સુજાણ,
અવર કોઈ માથે આવી પડે, કોઇ દુશમનની ફોજજ જાણરે. ૧૨૯
સતગુર કહેરે ફોજ દળ તો દઈત તણી, તેનુ અંતે ભાગે જોર,
પણ નારાયણનુ નામ જેને રદહે વસે, તે જંપે અજપ્યા જાપરે. ૧૩૦
સતગુર કહેરે સીર પડે તો સહી રઈયે, પણ ન કાઢીયે પોતાનુ ભેદજ બાર,
તે જીવને અમે કોલજ આલીયે, ગુર કહે તે અમ સાથે જાણરે. ૧૩૧
સતગુર કહેરે સંગત અમારી છે સાચની, અને સાચે ભાવે હું તારણહાર,
તે તો ફિવાટે નહી ચાલસે, જેને અમારી સંગત થાયરે. ૧૩૨
સતગુર કહેરે સતે થઈને ચાલીયે, અને સતનો કરીયે શણગાર,
સત નામે જો સુફળ કામ કીજીયે, તો પામો સત દીદારરે. ૧૩૩
સતગુર કહેરે દિદાર કીજે શાહ અલીતણો, અને કીજીયે પુરે વીશ્વાસ.
ઇમાન રાખીયે સાચનું, તો પામીયે શાહાના દીદારરે. ૧૩૪
સતગુર કહેરે દીદાર કીજે શાહ તણા, વળી તેનુ ન જાણીએ ભેદ,
તો જેમ પાવઈઆને પાનો ચડે, ભાઇ તેને તેવો દિદારરે. ૧૩૫
સતગુર કહેરે દેહ નીરમલ કીજીએ, અને મનમાંહે મેલ મ આણ,
જો કાયા કસાવો આપણી, તો ધરમને આવો માનરે. ૧૩૬

સતગુર કહેરે રહી દીજીયે ધરમમાં, અને દીને સાચું બાલ,
સાચા થઇને ચાલીએ દ્રઢ થઈ, જેમ બીજો ન જાણે કોયરે. ૧૩૭
સતગુર કહેરે જીસ ઘટ ઇમાન નહી સાચસું, તે કુડાં ચડાવે આલ,
તેને દીઠે સાચ તો ગમે નઇ, તેને સહિ નરગી જાણુરે. ૧૩૮
સતગુર કહેરે દાસ હમારા તે કહીયે, જે દીયે દસોંદનું દાન,
તે હોય ગરીબ કોઈ એબ ચડાવે, તોય મુખથી ન બોલે વાણુરે. ૧૩૯
સતગુર કહેરે દાસ હમારા તે કહીયે જે કેને ન આલે એબ,
બાકી તો સરવે દાસ છે, પણ આખર પડસે રદરે. ૧૪૦
સતગુર કહેરે દાસ હમારા તે કહીયે, જે દુનીયાસું અંધા જાણુ,
જ્યાં નીંદા થાય કોઇ વાતની, ત્યાં સુરતી ન રાખે જાણુરે. ૧૪૧
સતગુર કહેરે દાસ હમારા હોઇ રહયા, જ્યારે કેવાણા સતપંથી જીવ,
જે એબ ઢુંઢે પારકા, તે સતપંથી નઇ તે ચોરરે. ૧૪૨
સતગુર કહેરે સતપંથી તો ઉતમ અવતાર છે, તેને સઉ કહે છે દાસ,
તે સતપંથી જ્યારે જુઠું બોલશે, ત્યારે જાણો મધમ અવતારરે. ૧૪૩
સતગુર કહેરે ચાર જુગમાંહે જીવડા આવ્યા, અને ફરતા સતપંથજ માંહે,
જ્યારે કુસંગતીયા સંગે બેસતા, તારે થયા છે ગુરનરના ચોરરે. ૧૪૪
સતગુર કહેરે સતપંથી હવે તમે ચેતજો, અને વારો પોતાનું મન,
હવે એક તીલ જુઠું બોલસો, તો ગુર કહે નઈ પામો મોક્ષરે. ૧૪૫
સતગુર કહેરે ચાર જુગનાં જીવડા છુટીયા, તે બેઠા જુવે છે વાટ,
તે માંહે જુઠો થઇ ચાલશો, તો શું દેખાડશો મુખરે. ૧૪૬
સતગુર કહેરે જેણે પોતાનો જીવ ન વારીયો, ને બીજાને દે છે દુખ,
તે આગલ જાતાં જુઠો પડસે, ભાઇ તે જીવથી રહેજો દુરરે. ૧૪૭
સતગુર કહેરે સેવા કીજે સતપંથની, અને તે ગુરગતસું ધ્યાઇ,
પણ નીંદાયે મન નવ રાખીયે આપણું, જેથી ધરમ સરવે જાયરે. ૧૪૮
સતગુર કહેરે અમે પોકારયું બોતકર, અને વેદમાંહે દીધી સાખ,
ગુરગત સાથે બેસતા, પણ જીવ ન રાખે ઠામરે. ૧૪૯
સતગુર કહેરે પૂરવ જનમના જે પાપી થયા, તે ન મેલે પોતાનું ઠામ,
તે ગત જુમલામાંહે આવી બસે, તોય ન મેલે પાપનુ કામરે. ૧૫૦

સતગુર કહેરે લીંબ કડવા તે મીઠ ન હોવે, જો દીજે સરવે જુગકા રસ,
તે દીર્દાર દખે શાંહ અલી તણા, તોય કડવાઈનું ન જાય કસરે. ૧૫૧
સતગુર કહેરે તે ફ્રોગટ દુનીયા તેને માનવે, તે લીંબથી ન છુટે પાપ,
તે ભેળા જો કાંઈ બોલીયે, તો ઉલટો દાજકે જાયરે. ૧૫૨
સતગુર કહેરે જીસ મુખે હરી નામ જપીયે, અને નામ નારાયણનુ જાણ,
તિસ મુખથી કેને આળ બોલીયે તો કેમ કરી પામીયે મોક્ષરે. ૧૫૩
સતગુર કહેરે જીસ મુખથી અમરત જમીયે, અને તીસ મુખ ખીર ન ખાંડ,
તીસ મુખથી કેને એબ ચડાવીયે, તારે તે જમ્યાના કેવાં ફળરે. ૧૫૪
સતગુર કહેરે તમે નેહજ રાખો ગુરનર સાહસું, અને ગુરનરની જાણો વાત,
તમે ચીતમાંહે ચેતિ બોલશો, તો લખે જબરાઈલ હાથરે. ૧૫૫
સતગુર કહેરે જયાં થકી તમે અવતરા, અને અવતરા સંસારજ માંહે,
તે દિનથી અમે લેખો માગશું, અને ધરમ પાપનુ જાણરે. ૧૫૬
સતગુર કહેરે લેખો થાશે ગુરનરના હજુરમાં, અને પાસે ગુર બેસાડી જાણ,
ત્યાં ધરમ તમારો તોલસે, અને ચડસે કાગળે જાણરે. ૧૫૭
સતગુર કહેરે ધરમ દસોંદ દેતા જે પુરા પડસે, તે થાશે તોલા તોલ,
પછે તો ગુરનરને હાથ છે, તે તોળ્યાની સુંત્રજ જાણરે. ૧૫૮
સતગુર કહેરે પાપજો એકતીલ વાધસે, વલી નારાયણને હજુર,
તીયાં જીવ ઘણું પસતાસે, અને પડશે ધા માથામાં જાણરે. ૧૫૯
સતગુર કહેરે અદલ કરસે મોરો સાંઈયા, ત્યાં ખમીયાના ફળજ જાણ,
જે ખમીયા રાખે દેહીમાં, તેને ત્યાં થાસે સલામરે. ૧૬૦
સતગુર કહેરે પાંચ તતવમાં સરદાર છે, ભાઈ તેનુ ખમીયા નામ,
જે ખમીયા રાખે દેહિમાં, તેને ત્યાં ઉઠી કરે સઉ સલામરે. ૧૬૧
સતગુર કહેરે વગત રાખીયે આપણી, કેને મુખથી ન બોલીયે લગાર,
એકાંતે ચાલીયે મનસું તો આગલ પામસો વસ્તુ મોક્ષરે. ૧૬૨
સતગુર કહેરે એકાંતે ધરમજ કીજીયે, અને ગતને કીજે સલામ,
હાલ વાયકે ગતમાં આલીયે, તો આગલ પામશો મોક્ષરે, ૧૬૩
સતગુર કહેરે છાનુ ધરમજ રાખીયે, જેમ બીજો ન જાણે કોઈ,
ગત આગલ અરજજ કીજીયે, તો બઉટે ચડીને બેશો દિદારે. ૧૬૪

સતગુર કહેરે રેણી જાગીયે બાપડે, જાગી જપીયે શાહ પીરકો નામ,
નીંદ્રા થાય ત્યાંથી ઉઠી જાઇયે, તો રેણીનુ મુલ પામો અમર ઠામરે. ૧૬૫
સતગુર કહેરે રેણી જાગે બાપડે, પણ મનથી ન મેલે અહંકાર,
તેને સુધો ચોરજ જાણજો, તેની વેદમાંહે છે પોકારરે. ૧૬૬
સતગુર કહેરે વેદ પોકારે ચોમુખથી, જે માંહે બ્રમાજીની સાંખ,
જે વેદ વીચારી નઇ ચાલશે, તે કેમ આવે અમારે દુવારરે. ૧૬૭
સતગુર કહેરે ઘર અમારો છે દોયલો, તેમાંહે ઘાટીયું છે અપાર,
એક એક ઘાટીમાંહે સોળ ચોક છે, તે બીન ખમીયા ન આવે હાથરે. ૧૬૮
સતગુર કહેરે ખમીયા કીજે સત ધરમની, જેમાં દેવ ભરયા છે અનતઅપાર,
તે દેવની સભા તો પામીયે, જો રેણિ રહીએ જાગી જીકરજ સારરે. ૧૬૯
સતગુર કહેરે ધરમી કારણ અમે આવીયા, અને જોવા સતપંથી જીવ,
જે સતપંથી સાચા ઈમાનસુ, તે અમારા સાચા ઉતાક મીતરે. ૧૭૦
સતગુર કહેરે સતપંથી તેનું નામ કહિયે, જેણે પંજભુ મારયા કાળ,
ખમીયાના ખડંગ તેને રદહે સમાણા, ભાઇ તેને કહીયે ઉતાક મીતરે. ૧૭૧
સતગુર કહેરે સતપંથ માંહે ચાર દેવતા, અને ભગત તેના નામ,
પેલાજ હરીચંદ જુજેશઠલ, પીર સદરદિન તેને સાથરે. ૧૭૨
સતગુર કહેરે હેતજ ખાણ માંહેથી તે નીપના, આજ ચકફ્દ વેલામાંહે જાણ,
સુકરવારિ બીજનુ ફરમાન છે, આજ પીર હસન કબીરદીન તેનુ નામરે. ૧૭૩
સતગુર કહેરે નરનરીજન તો નીરાકાર છે. તેનુ મવલાઅલી છે નામ,
સતગુર સોહાદેવ એમ ભાંખીયા, શાહાનુ પંછમ દીસમાંહે ઠામરે ૧૭૪
સતગુર કહેરે હુરાઉ પચાસ તેની જાયસે, અને વળી સરગવાસો ન જાણ,
તેને ફીટકાર લાગે સતગુર તણી, જે રાખે પર ઇસતરીસું નેહરે. ૧૭૫
સતગુર કહેરે પર ઇસતરીસુ ધરમ જાઈસે, અને ગુમાવો સરગ વાસો જાણ,
સહુમાંથી સાખજ જાશે, તો તમે સેને કરો એવાં કામરે. ૧૭૬
સતગુર કહેરે સાખ ગઇ અને સીલ ગયું, અને ગઇ પોતાની પત,
સોઇ કામજ કીજીયે, જેમાં ચાલે પોતાનુ વરતરે. ૧૭૭
સતગુર કહેરે સતનું વરત સુકરવારી બીજ છે, અને બાર પોર પુરા જાણ,
અરધો આહાર કરીને રાખશે, તે પામશે અમર ઠામરે. ૧૭૮

સતગુર કહેરે સેહેજા દાનજ દીજીયે, અને દીજે ગત ગુર મુખે જાણ,
વળી ગતમાં બીજ સુકરવારી છોડશો, તો પામશો મોક્ષ દીદારરે. ૧૭૯
સતગુર કહેરે નીમ થાપના જ્યાં કીજીયે, ત્યાં કેસો જાુઠનો વેવાર,
તે ઠામે જે અજાણ્યું બોલસે, તેનું જાશે ધરમ નીમ નીરવાણરે. ૧૮૦
સતગુર કહેરે ધરમ નીમતો મોર છાપ કહીયે, અને વલી ગુરની મોર છાપજ જાણ,
ત્યાં મોહોર મારી છાપ નરની, તે મોહોર નારાયણની જાણરે. ૧૮૧
સતગુર કહેરે નુર નારાયણ એક છે, અને મેહેસર મુરત તેની જાણ,
દેવ શકતી આવી છે તે માંહે, ભ્રાંત રાખે તે ભુલ્યો ગેમારરે. ૧૮૨
સતગુર કહેરે ચાર સુરતે ધરમજ થાપીયો, તે સતગુર બ્રહ્માજી આપોઆપ,
સુકરવારિ બીજ જે થાપશે, તેને સુખ મુગતનું ઠામરે. ૧૮૩
સતગુર કહેરે શુકરવારી બીજ જે કોઈ કલમાંહે થાપસે, અને થાપસે પુરે વિશ્વાસ,
તે જીવને મુગતજ થાશે, અને સહી થાશે અમારો દીદારરે. ૧૮૪
સતગુર કહેરે અમારે દુવારે તે ફલ પામસે, અને તેત્રીસ કરોડ દેવતાને હજીુર.
જેણે પરઇસતરીસું ગવન કરયાં, તે રેસે અમથી દુરરે. ૧૮૫
સતગુર કહેરે ધરમ તો સરવે ખોઇ રહેશે, અને ન હોસે હરીને હજીુર,
તે પરનારીને કારણે, તે અમથી થાસે દુરરે. ૧૮૬
સતગુર કહેરે જેણે પરનારી તજી વેદ તતવસું, અને રીદામાં રાખ્યો ધરમ નેહ,
તે અમથી આગલ જાઇ બેસશે, જયાં છે અમારૂ ઠામરે. ૧૮૭
સતગુર કહેરે અમારા ધરમમાં જે જીવ રહ્યા, અને તેને છે અમારો રંગ,
તેને હરી હેતસું હુરાઉ દેશે, અને તેને દેસે ઘણા ઘણા માનરે. ૧૮૮
સતગુર કહેરે હુરામાં જાઇ તે જીવ રહેશે, તેનો અમરાપુરીમાંહે વાસ,
તે ઘર અમે જાઈ બેસશું, તેનું કરશું ઘણો મેમાયરે. ૧૮૯
સતગુર કહેરે એમા અમારો માતા તણો, અને પીતા અમને જાણ,
પણ પરઇસતરીને કારણે અમને મેલશો, તો અમે માતાપીતા કેમ થાયે નીરવાણરે. ૧૯૦
સતગુર કહેરે એમા અમારો રાખજો, અને વચન અમારા સીર ચડાઇ,
તે તો પાંચ હત્યાથી છુટશે, તે અમારાં વચનને પ્રતાપરે. ૧૯૧
સતગુર કહેરે અમારા વચન જે માનશે, અને તે હોશે અમારે પાસ,
તે પાંચ હત્યાથી અલગો રેસે, તે પામસે અમારો દીદારરે. ૧૯૨

સતગુર કહેરે તે દીદાર અમારો તે પામશે, વળી બેસશે અમારે પાસ,
તે મેવા પામે અતી ઘણા, અને પામશે શાહાનો દીદારરે. ૧૯૩
સતગુર કહેરે ત્યાં મેવા પામશે અતી ઘણા, અને મલાયક આવે હજુરજ માંહે,
ત્યાં અનત ખીજમત આવી કરશે, એમ કહે સંતગુર સમસ નીરવાણરે. ૧૯૪
સતગુર કહેરે કાયા નાવ કીજે હરી નામકી, તે માંહે ભરીયે સતનો ભાર,
ક્સોંઇ સુકરીત ગત આગલ દીજીયે, ભાઇ તે સતગુરકે ફરમાનરે. ૧૯૫
સતગુર કહેરે ગત ગંગા માંહે સુકરીત કીજીયે, અને કીજે રદો નીરમલ જાણ,
તે રદામાંહે કાંઇક કાયલી આણસો, તો તેને ગુરગતનુ નહી ફરમાનરે. ૧૯૬
સતગુર કહેરે ગત ફરમાને માહાદન ઉતરે, અને ગત ફરમાને પાતક જાય,
ગત ફરમાને છાંટો નંખાવીયે, જે માંહે ગત ગંગાનુ સ્નાનજ થાયરે. ૧૯૭
સતગુર કહેરે ગુરજીયે નર દેખાડીયા, અને ગુરજીયે દીધો ભેદ,
તે ગુરનર એક છે, તેની વેદમાંહે ગુરે દીધી સાખરે. ૧૯૮
સતગુર કહેરે વેદ પ્રમાણે જે ચાલશે, અને તે ગતગંગામાં આવશે જાણ,
તે ગતગંગામાં ગુરનર જાહેર છે, ભાઇ રખે અધુરા હોઇ કરી જાણરે. ૧૯૯
સતગુર કહેરે જેણે ગત અધુરી કરી જાણી, તે જીવ સહી નરગી જાણ,
પાંચ હત્યા તેને સીર બેસસે, એમ કહે પીર સમસ નીરવાણરે. ૨૦૦
સતગુર કહેરે પીર સમસ તો ઉતમ જાણીયે, જેની કુરાનમાંહે છે સાખ,
તે પીર સમસ ગતમાં જાહેર છે, ભાઇ તે ત્યાં ગત ગંગા તીરથ જાણરે. ૨૦૧
સતગુર કહેરે પીર સમસે કુરાનજ ભાખીયા, અને ભાખ્યા ચાર વેદજ જાણ,
તે ગતગંગામાં બેસી કરી, કીધી સાચી સાખ નીરવાણરે. ૨૦૨
સતગુર કહેરે સાચી સાખ તો એલમ તણિ, અમે છઇયે શાહાના દાસ,
ગતગંગા માંહે જે મલી ગયા, અને સાંભળો તેનો ભેદરે. ૨૦૩
સતગુર કહેરે સુરભાણ વીમરસ હોઇ રહયા, તે રહયા અમારે પાસ,
અમે ફરમાવ્યાં તેમ કરયાં, તે ગત ગંગાને પરતાપરે. ૨૦૪
સતગુર કહેરે ગતગંગાને અમે ત્રણ વચન કહયાં, અને ફરમાન બોલ્યા તેહ,
જયારે ફરમાન અમારો સીર ચડાવીયાં, તારે અમે એલમમાં આલી સાંખરે. ૨૦૫
સતગુર કહેરે વીમરસ સુરભાણ દોનુ એક હેય, તે હે ગત ગંગામાંહે જાણ,
તે ગતગંગાને વચને ચાલીયા, તે પોતા વઇકુંઠ મીંજારરે. ૨૦૬

સતગુર કહેરે અમારે વચને સીર દીધો, તે દીધો અમારે હાથ,
તારે અમે મનમાંહે બહુ રાજી હુવા, તે ગતગંગાને પરતાપરે. ૨૦૭
સતગુર કહેરે સીર દીયા તે અમને, અને અમે આરોગ્યા આપ,
તે અમ ભેળા વસે છે, તમે રખે જાણો દુરરે. ૨૦૮
સતગુર કહેરે અમારાં વચન જે માનશે, તે છે અમારા ગલેકા હાર,
તેને ગલાકા હાર કરી રાખશું, તીસ મોમનકા સુખ અંત ન પારરે. ૨૦૯
સતગુર કહેરે તે વીમરસ મુમન હોઇ રહયા, તે ગતગંગાને પરતાપ,
તે ગતગંગાના વચન જે માનસે, તે મોમન સાચા નીરધારરે. ૨૧૦
સતગુર કહેરે મુમન તેનુ નામ છે, જે મનમાંહે ન રાખે ભરાંત,
જે મોમન ભરાંત રાખશે. ભાઇ તે કાચો હોવે નીરધારરે. ૨૧૧
સતગુર કહેરે દુનીયા સરવે દુરીજન છે, અને કોઈ કીસીકે સંગ ન થાય,
લોભે આવી કંઇક મલ્યા, પણ ખાલ સીર દીધો ન જાયરે. ૨૧૨
સતગુર કહેરે સુરભાણ ખાલ ઉતારી અમને દીધિ, તેતો દખતાં સરવે સંસાર,
ત્યાં અનેક આદમી અમ સાથે હતા, ભાઇ તેમાં કોઈ ન આવે પાસરે. ૨૧૩
સતગુર કહેરે મન હોય તો ખાલજ દિજીયે, અને મન વીના ન હોવે કામ,
તે મન ઢુંઢી કાઢીયે, તે લોક મન દુરીજન જાણરે. ૨૧૪
સતગુર કહેરે સુરભાણ અમને આવી મલ્યા, તે આવ્યા મોચીકે ઘેર;
અમે તેને હરખસું તેડાવીયા, તે આવી પોતા અમારે પાસરે. ૨૧૫
સતગુર કહેરે અમારા હજુરમાં તે રહયા, અને હુકમ અમારા માંહે જાણ,
અમે સરવે તાયરે શાહ નજરથી, અમે શાહ નજરથી કરાવશું માફરે. ૨૧૬
સતગુર કહેરે સુરભાણને સુરતિ અમારી, વળી અમારો તેને લાગો નેહ,
ત્યારે પીયાલો અમે એઠો આલીયો, ભાઈ તારે પામ્યા ભેદરે. ૨૧૭
સતગુર કહેરે ભેદ પાયા ને જોત પ્રગટી, તેજ રૂપ હુવા સરૂપ,
તારે અમે પારખું જોઈયું, તે ગતગંગાને પરતાપરે. ૨૧૮
સતગુર કહેરે ગતગંગાને અમે આગલથી, અને વચન કહયાં ત્રણ,
ને ગત ત્રણચાર વચન માન્યા નહી, તારે અમે કીધાં ગુમતજ કામરે. ૨૧૯
સતગુર કહેરે કામ કીધાં ગત પ્રતાપે, અને સુરભાણને આવી જોત,
તારે સુરભાણ આવી અમ પાસે ઉભા રહયા, તે ગત ગંગાને પરતાપરે. ૨૨૦

સતગુર કહેરે વચન અમારાં જે માનશે, તે માંહે છે અમારી જોત,
તે જોત પ્રકાશે ખાલ દીધી, તે દીધી ભગત સુરભાણ આપરે. ૨૨૧
સતગુર કહેરે તેણે ખાલ ઉતારી પોતાના દીલની, તે દીધી નારીને હાથ,
તે અમને આણીને સોંપી, તે માંહેથી પગની મોજડી કીધી જાણરે. ૨૨૨
સતગુર કહેરે એવા રખીસર જ્યારે આવી મલ્યા, તારે અમે થયા રલીયાત,
તેને છાપો દિધો સરગનો, તે ગયા અમરાપુરી માંહેરે. ૨૨૩
સતગુર કહેરે ધરમ તો સાચો ઇમાનનો, તે ઇમાન સાચો જાણ,
તે ઇમાન જે લાવશે ફરમાનસું, તે દાસ હમારા જાણરે. ૨૨૪
સતગુર કહેરે જો ધરમ કરશે ઇમાન સાચસું, તે બેસસે સુરભાણની પાસ,
તેણે ખાલ દીધી હમકું, અને આપે હુવા પાકરે. ૨૨૫
સતગુર કહેરે પાક નામતો નારાયણનુ છે, અને અત્રીચલ વચન બ્રહમાજી જાણ,
ગુર ગીનાન જેણેરે જાણીયા, તે ભગત હુવા સાચા જાણરે. ૨૨૬
સતગુર કહેરે હમારી દેહિ તો સુરભાણ હુએ, અને સુરભાણ દેહી હમારી જાણ,
તે મોમન અઢાઇ માંહેથી કહીયે, અરધો મોમન તે સારરે. ૨૨૭
સતગુર કહેરે સુરભાણ વીમરસ દોઢ મુમન કહીયે, અને અરધો મોમન એની નાર જાણ,
અરધો મોમન હરજી મોચી કહિયે, જેણે સીવી અમારા પગની મોજડી જાણરે. ૨૨૮
સતગુર કહેરે ભાવ વોણા કોઇ મોમન નહી હોવે, એમ કહે પીર સમ્સ નીરવાણ,
ગતગંગા માંહે છુટીયે, જીસથી જાય સરવે પાપરે. ૨૨૯
સતગુર કહેરે સોળ કળા સતગુર તણી, અને બાર કળા નારાયણની જાણ,
તે માંહે ચાર કળા ગતમાંહે વસે, તે કળા નરની પરમાણરે, ૨૩૦
સતગુર કહેરે ગુરજી ગનાનજ ભાંખીયા, અને વેદ પ્રમાણે વાત,
સતગુર માંહે જે તેજ વરતે, તે પીર સમસનો અવતારરે. ૨૩૧
સતગુર કહેરે પીર સમસ થાનક કરી રહયા, અને રહયા તે મુલસ્તાન માંહે,
આસમાનથી સુરજ મંગાવિયા, તે પીર શમસકે ફરમાનરે. ૨૩૨
સતગુર કહેરે ચેતણહારા તમે ચેતજો, અને એ છેલો અવતાર,
શાહ મવલાઅલી તેનું નામ છે, તે બેઠા પાંછમ દિસ મીંજારરે. ૨૩૩
સતગુર કહેરે દસોંદ એ નરને આલીયે, અને બોલ્યા બોલજ પાળ,
જે દસોંદ દેતાં ખંડત કરશે, તો ક્યાં થકી પામે અમારો દીદારરે. ૨૩૪

સતગુર કહેરે દિદાર તો અમારો રાયશો, અને રાતે જાગો લોક,
નીંદ્રા તેને શું કરે, જે રાખે પીર સમસસુ હેતરે. ૨૩૫
સતગુર કહેરે લોક દેખતાં નેહજ રાખશે, અને દીલમાંહે નીંદ્રાને કાળ,
આવ્યો અમર જે ઓરાંગસે, તે નીંદ્રામાંહે પડશે નીરધારરે. ૨૩૬
સતગુર કહેરે અહાર પોતાનું આરોગીયે, અને અરધો અહાર છે સાર,
હક કમાઈ કરીને હક ખાઈયે, ભાઈ તેને નીંદ્રા ન થાય લગારરે. ૨૩૭
સતગુર કહેરે નીંદ્રા તો જમની દાસી જાણીયે, અને કાયા કસીયે આપ,
પોતાના હકની કમાઇ કરીને ખાઇયે, ભાઇ તો નીંદ્રા ન આવે પાસરે. ૨૩૮
સતગુરકહેરે કીરીયા ધરમ દસોંદ સાચી આપીયે, તે દીજે આપણે હાથ ઇમાન,
તેનુ મુવા પછી ફળ પામીયે, જો હાથે દીજે દસોંદનું દાનરે. ૨૩૯
સતગુરકહેરેહાથેધરમદસોંદ દીજે સાચસું, સતગુરબોલે તમેસાચરાખોવીશ્વાસ,
પીરસમસ કહેતેનેસવાલાખઘણુંરૂઆપશું, તેઆપસું સતગુરસાહેબજીકે પાસરે. ૨૪૦



# શલોકો-નાનો.

(પીર સદરદીનનો.)

સતગુર કહેરે પીયુ પીયુ તો સબ જુગ કરે, પણ પીયુ ન પાવે કોય,
મુખ જંપતાં જો પીયુ મીલે, તો સીર સાટાં ન હોયરે. ૧

સતગુર કહેરે સીર સાટાં જો કીજીયે, અને રેણિ જગાડીયે આપ,
જીવ લગાડીયે જીકરસું, તો સાચા મુરીજન પાસરે. ૨

સતગુર કહેરે પીયુ પીયુ તો જીવ જંત કરે, અને પીયુ ન પાવે કોય,
જીભ જપતાં જો પીયુ મલે, તો બગલા હંસજ હોયરે. ૩

સતગુર કહેરે બગ હંસ બે પટુંતરા, અને દીસે એક વરણ,
પણ બગ ચરે મન માન્યું, અને હંસ મોતી ચરનરે. ૪

સતગુર કહેરે કાચ રતન બે પટુંતરા, અને કસતાં પાયે ભાવ,
કાચ કમાયો વીખ ભરો, અને રતને અજવાલો હોયરે. ૫

સતગુર કહેરે નુગરા સુગરા બે પટુંતરા, સરવે સુરત એક સમાન,
પણ નુગરા ચાવે દામકુ, સુગરા સાહેબજીકા નામરે. ૬

સતગુર કહેરે નામ લીયા સો અતી ઘણા, અને પ્રેમ પીડા ન લાય,
એ તો ધુડી ઉપર લીપણા, જેમ ફુટા માંડલ બજાયરે. ૭

સતગુર કહેરે પ્રેમ ભગતી તો રદેહ વસે, અને અંતર લેહ લગાય,
સાસ ઉસાસે એમ જંપીયે, જેમ કાને સુરત ન જાયરે. ૮

સતગુર કહેરે જીસમાંહે ઈમાન પરગટયાં, તિસસેં ગફલત હોવે દુર,
ત્યાં અંધારા શું કરે, જયાં સતગુર કેરાં નુરરે. ૯

સતગુર કહેરે નુરે મંદર બમાડીયાં, અને નુરે રચ્યો આસમાન,
તે નુરમાંહેથી ગુર પ્રગટયા, તેનુ સતગુર નામરે. ૧૦
સતગુર કહેરે અમે આવ્યા એહી લોકમાં, અને લાવ્યા મુગતનું મુળ,
તે રંગ ભોગ બહુ પદમી પામીયા, પણ થોડા આશક મુલરે. ૧૧
સતગુર કહેરે ભાગ વડાં તે લોકના, જેણે કીધાં તાપ તીરથ વરત બહુ દીધાં દાન,
તે સરગ ભોગવી હેઠે ઉતરયા, જેણે ન ઓલખ્યા ગુરનારણરે. ૧૨
સતગુર કહેરે ભામણ જોગી સીવડા, તે ભટકતા ભુલ્યા જાય,
જેણે જીવે સતગુર ન ઓળખ્યા, તે કેમ કરી અમર થાયરે. ૧૩
સતગુર કહેરે સોના રૂપા તો સાચ હે, અને દીજે અગનકી કસ,
પણ બાજ રસાયણ ગાલીયે, તે કેમ કરી હોવે રસરે. ૧૪
સતગુર કહેરે ગુરકે સીરતો ગાંઠડી, અને સેવકને સીર ભાર,
લોહા નાવમાંહે બેશીયે, તો કેમ કરી ઉતરીયે પારરે. ૧૫
સતગુર કહેરે જીસકા ગુર તો આંધળા, અને ચેલા ઉસકા ફોક,
તે આપ મતીયા મન હઠી, તે મુવે ન પામે મોક્ષરે. ૧૬
સતગુર કહેરે જુઠાં મરણાં તો સબ જુગ મરે, અને સાચા ન મરે કોય,
આ ગુર ગીનાને જે મરે, તીસે બહોડ મરણા ન હોયરે. ૧૭
સતગુર કહેરે સંસાર સાગર માહાજલ હેય, અને સીર ઉપર ભરયા છે ભાર,
જો સતકી નાવમાં બેશીયે, તો સતગુર ઉતારે પારરે. ૧૮
સતગુર કહેરે નાવ કીજે હરકે નામકી, અને માંહે સાચા ભરીયે ભાર,
પવન જો ચાલે પ્રેમકા, તો સતગુર ઉતારે પારરે. ૧૯
સતગુર કહેરે ભુલા બ્રાહમણ જીવતું ન ભુલીયે, અને સતગુર બીજે મ જાણ,
એ જીવ પીડકો જે ધણી, જેણે નીપાઇ ચારે ખાણરે. ૨૦
સતગુર કહેરે ચાર ખાણમાંહે જીવ તું આવીયો, અને ભુલ્યો તે બ્હોત અપાર,
પુરવ પુન્ય પોતા તણું, તો પામ્યો માનખા અવતારરે. ૨૧
સતગુર કહેરે માનખા અવતાર તું પામીયો, પણ કોઈ ન જાણે મુક્તનો ભેદ,
આ માણક મોઠો શું થયો, જો અંતર ન પડયાં છેદરે. ૨૨

સતગુર કહેરે માનખા સરીખી દેહી તેં ધરી, તે નહી આવે વારો વાર,
પાત્ર પીછાણી બ્રહ્મજ પુજીયે, તો ફળ હોવે નીસતારરે. ૨૩

સતગુર કહેરે કાળ સીચાણો સીર ફરે, અને મત કો બાંધો આણ,
પીરુજી રીદામાંહે રાખીયે, જેમ રવી ઉગમ્યો ભાણરે. ૨૪

સતગુર કહેરે રવિ ઉગમ્યો ને અજવાળો ભયો, અને રેણી તે હોવે દુર,
તેમ નવ ખંડમાંહે દેવ પ્રકાશીયા, જેમ પ્રભાતે ઉગમ્યો સુરરે. ૨૫

સતગુર કહેરે સુરજ ઉગ્યો તે સહુ દીન કહે, અને રેણી ન કેવે કોય,
તેમ સતગુર જુગમાં મુગતકો દાતાર હે ભાઈ અવરાથી મુગત ન હોયરે. ૨૬
સતગુર કહેરે અમે આવ્યા એહિ લોકમાં, અને લાવ્યા મુગતનો ભેદ,
જેણે ગુર સતગુર ભેટયા, તે અમર હુવા તતખેવરે. ૨૭

સતગુર કહેરે પરતક જોઇયે પારખું, અને સાચે મને પતીઆય,
એ લોહા પારસ જો મીલે, તે ક્ષણ એકમાં કંચન થાયરે. ૨૮

સતગુર કહેરે ઈળ ભમરી દોઈ પટુંતરો, અને લઇ મંદરમાં બાહે,
ભમરી ચટકો ઇયળ સહે, તો આપ સમાની થાયરે. ૨૯

સતગુર કહેરે ગંગા આવી સરગથી, અને લાગી વીશનવને ચરણ,
તે માંહે અનેક નદીયું જાઇ ભલે, તે સરવે ગંગા વરણરે. ૩૦

સતગુર કહેરે ગંગા તિરથ તો બહુ ફળે, અને તીરથમાં તિરથ સતગુર પીર,
તે ગંગાથી અલગા રહે, તેનું કહાવે પેગટ નીરરે. ૩૧

સતગુર કહેરે ભુત ભગતીતો સબ જુગ કરે, અને પડયા તે મોટે ફેર,
જીવ જંગલ જાઇ તું વસે, ત્યાં કોણ વતાવે સેરરે. ૩૨

સતગુર કહેરે જાઈ જંગલ ભુલો પડયો, ત્યાં કીસકું પુછે રાહ,
મહા મનમાં જો માણસ મલે, તો ઠેકાણાં બતલાયરે. ૩૩

સતગુર કહેરે સંસાર સુનો ને જુગ અંધો, અને સુને સુંન પુજાય,
જો પાવઇઆને પાનો ચડે, તેવો તે જીવ અમર થાયરે. ૩૪

સતગુર કહેરે સાચ જુઠકા પટુંતરા, અને પરખો તે પરખણહાર,
એ મોતિ ભાગ્યો વીંધતાં, તેનું ગયું મુલ અપારરે. ૩૫

સતગુર કહેરે સાચાને સીર ચડાવીયે જે કહે અંતરની બાત,
જુઠાને કોઇ પુછે નહી, તે ન જાણે શાહની ધાતરે. ૩૬
સતગુર કહેરે જુઠાને તે જગ પતીત આવે, અને સાચાને મારે લાત,
જુઠાને જુઠો આવી મલે, તો બોલે સાતને પાંચરે. ૩૭
સતગુર કહેરે સભા સરીખું સહુ કોઇ બોલે, અને કોઈ ન બોલે સત ધરમ,
કરે નીંદા ને આપ ન વીચારે, તીન સીર બેસે કરમરે. ૩૮
સતગુર કહેરે કરમ તો સરવે ઉતરે, અને ન ઉતરે પરનીંદા ને આળ,
પરગવન ન ઉતરે, ન ઉતરે આપ હત્યા ને બાળરે. ૩૯
સતગુર કહેરે પાંચ હત્યા તો પાપણી, જીન સીર લખી નીલાડે આય,
તે નીત ઉઠી ગતમાંહે જાય, તોએ જીવ અમર ન થાયરે. ૪૦
સતગુર કહેરે તપ તીરથ કરે સબજુગ, અને દેતા મહા ભોમદાન,
તોય કરમ ન ઉતરે, જો કરે ગંગાનું સ્નાનરે. ૪૧
સતગુર કહેરે પાંચ હત્યા પરલોકથી, અને લખી લોહાને લાય,
તે ફાટે અને ફીટે નહી, તે ભોગવી છુટે આયરે ૪૨
સતગુર કહેરે અધોગતે જીવ તું આવીયો, અને પડયો તે ચારે ખાણ,
તે અધુરો ઈન્ડો ગળયો, તે ન જાણ્યો ઉગમ્યો ભાણરે. ૪૩
સતગુર કહેરે જનમ અંધો જીવ તું રહયો, અને જોત ગઇ વીસાર,
પાપી તે બ્રાહમણને પંખવે, તે ન જાણે સાર અસારરે. ૪૪
સતગુર કહેરે સેહસ્ત્ર પચાસ ભોગવી આવીયો, અને તે માનખા દેહ,
સતપંથ સીર લાગા નહી, જેમ ઉનાળે ઉઠયા મેહરે. ૪૫
સતગુર કહેરે નગરમાંહે ખાડા ખાબોચીયાં, જાઇ ભલે ગંગા માંહે,
પાપી એણિ પેરે પાવન થાયે, જો જાઇ ભળે સત ધરમ માંહરે. ૪૬
સતગુર કહેરે રંગ પતંગ તો કુરંગ હે, અને એસો દુનીઆનો રંગ,
પણ સતપંથ ચોડ મજીઠ હેય, ભાઈ બાકી રંગ પતંગરે. ૪૭
સતગુર કહેરે તમે રંગ રંગાવો સાચસું, અને જેસો પટોલે ઢંગ,
તે જડી ગડી ટુકડા હો રહે, તોય ન મેલે રંગરે. ૪૮

સતગુર કહેરે બાના પેને આપડા, અને જગ જાણે એ મીંત,
તે પાપી ખાય પીવે પીંડ પોતાતણું, તે ન કરે જીવની ચીંતરે. ૪૯

સતગુર કહેરે સતકા બાના પેરીયે, અને અંતર લેહ લગાય,
શ્વાસ ઉસાસે એમ જપીયે, જયું કાને સુરત ન જાયરે. ૫૦

સતગુર કહેરે આશા મારો સાચસુ, અને સતકા કરો શણગાર,
નયણે કાજલ નેહકા, પીયુ કરો ગલેકા હારરે. ૫૧

સતગુર કહેરે સુરા હો કર સીર દેવે, અને જેમ દુશમનને ઘાય,
તે જીવ ન રાખે આપણો, પછે મુવે નીવેડા થાયરે. ૫૨

સતગુર કહેરે મુવા તે જે મન મુવા, અને ધરતી હોવે આપ,
એ પાંચ તતવ કેરા પુતળા, તે જંપે અજપ્પા જાપરે. ૫૩

સતગુર કહેરે સબ જુગ દેખ્યા નીરધના, અને ધનવંત ન દેખ્યા કોઇ,
ધનવંત ઉસકુ આંખીયે, જેની પ્રીત પીયાસું હોયરે. ૫૪

સતગુર કહેરે સો વન સંચારે બાગડે, જેને ઘાત ન ઘાલે કોય,
જરા મરણ ગંજે નહી જીવ આપણા, પછે મુવે નીવેડા હોયરે. ૫૫

સતગુર કહેરે અમી પીને વીખ ઉતરે, અને પાણી પીતે ત્રષ્ણા બુજાય,
ભોજન જમે ખુધીયા ભાંગે, તેમ હરી જપતા પાતક જાયરે. ૫૬

સતગુર કહેરે મીઠી દુનીયા સરવે દુર કરો, અને માયામાં ન લાવો જીવ,
જનમ ગમાઇયે પ્રેમસું, તો પામીએ સાચા પીવરે. ૫૭

સતગુર કહેરે પીયુ પીયુ તો સબ જુગ કરે, અને પીયુ ન પાવે કોય,
મુખ બોલે એક વાણી કહે, પણ પીયુની ઘાત ન જાણે કોયરે. ૫૮

સતગુર કહેરે ઘાત હમારી જે સમજે, તે ચાલે સાચે સેર,
તે ઘર પોંચે આપણે, તે કદી ન આવે ફેરરે. ૫૯

સતગુર કહેરે પ્રેમ પીયાસી મન વસે, અને મનમાંહે કીયા નેહ,
એ દુનીયા દુરીજન દાખવે, તે જલ બલ હોવે ખેહરે. ૬૦

સતગુર કહેરે પ્રીત પીયાની દાયલી, અને પ્રેમ પીડા હે સુલ,
એ કનક કસોટે આપકું, તો ચઢિદા પાવે મુલરે. ૬૧

સતગુર કહેરે મુલ પાયા સૌ મર ચલા, જેને કલેજે લાગ્યા બાણ,
વજ્જર વેજો લાગે નહિ, તે પરબત કેરા પાણરે. ૬૨

સતગુર કહેરે પાણા પરબોધી મેં રસ કીયા, ન ગલે નુગરા મહા અજાણ,
એરણ મેલવા ટુકડા, ગુર વીના તે જુઠા બાણરે, ૬૩

સતગુર કહેરે બોણ બોહેલા ગુરે બોલીયા, અને સમજે તે સાચા કોઇ,
એ લોહાથી અખર પરગટયા, ભાઇ પાળે સો પંડીત હોયરે. ૬૪

સતગુર કહેરે પંડીત પડયા બોત કર, અને સાચા ન લીયા સેર,
જો બોતેરા દોડીયે, તો પડીયે મોટે ફેરરે. ૬૫

સતગુર કહેરે ફેરા તો તીસકું પડે, જેને કીયા મંદરમાંહે દોષ,
નવસા કેડા પરગટયા, તેનું મરમ ન બુજે કોયરે. ૬૬

સતગુર કહેરે ભેખ હમારિ કણસરી, અને સબ જુગ દેખે ભી આય,
ગુણવંતા ગુણ આખોયે, પછે મુવે સુકરીત લખાયરે. ૬૭

સતગુર કહેરે ભેખ સારા જગ કરે, અને કર પરગટ દીખલાય,
એ જીભ જપતાં પીયુ મલે, સો મીંદર પીયુ પાયરે. ૬૮

સતગુર કહેરે પીયુ પીયુ કરતાં જો પીયુ મીલે, અને સીર ઉપર ભરયા ભાર,
જો મન ખેલે મોકળા, ભાંગી નાવ ન હોવે પારરે. ૬૯

સતગુર કહેરે ગીનાની પંડીત જુગમાંહે કીલાવે, અને ચરણ પીલાવે આપ,
મરમ ન જાણે મોક્ષકા, તો અદકા કરણાં પાપરે. ૭૦

સતગુર કહેરે પાપ પરજાલીને છોડીયે, જો ટુંક ટુંક દેહ હોય,
જો દમ ઉઠે નાભથી, તેનું મરમ ન બુજે કોયરે. ૭૧

સતગુર કહેરે દમો દમ હરી જપીયે, અને અવરા તે ચીંત ન લાય,
પીયું પટુંતરો રતી ન રાખીયે, જયું સમંદર લહેર સમાયરે. ૭૨

સતગુર કહેરે જીકરજ લાવો જીવડા, અને રેણી તે હોવે હાથ,
જો દમ ઉઠે નાભથી, તબ પીયુસું કરણા વાતરે. ૭૩

સતગુર કહેરે વાતે વડા ન હોઇયે, કર માણક મુખ લે સાહેબજીકો નામ,
સાથ વીના જો જપીયે, જયું ઉજડ બેડા ધામરે. ૭૪

સતગુર કહેરે ઉજડ ખેડા તો ફીર વસે, અને નીરધનીયા ધનવંત હોય,
પણ એક અચંબો આંખીયે, ભાઇ મુવા ન જીવે કોયરે. ૭૫

સતગુર કહેરે મુની પુજા શું કરો, અને જાગતી જોતને માન,
પ્રીત ન પાલે જ્યાં લગી, તે જીવ પડયા ચારે ખાણરે. ૭૬

સતગુર કહેરે સતીયા સતીયા જુગમાંહે બોલ કેલાવે, અને સતી તે વિરલા કોઇ,
સબ જુગ સોવે ને આપ જાગે, અને જીકરે દરશન હોયરે. ૭૭

સતગુર કહેરે અડસઠ તીરથ મેં ગયા, અને દેખા દેવ અનતરે,
એ સાર આપે દેવલ દેવતા, રખીસર સાંભલો એકે ચીંતરે. ૭૮

સતગુર કહેરે અડસઠ તીરથ મેં ઢુંઢકર દેખીયા, અને કયાં પાણિ કયાં પહાડ,
એ ઉજડ ઘરકા પરોણલા, તે કેસા પાવે માનરે. ૭૯

સતગુર કહેરે ઘરમાં તીરથ સનમુખ હે, અને ઘરમાંહે ધરમ દુવાર,
ઘરમાંહે દેવલ પુજીએ, અને ઘરમાંહે મુગત દીદારરે. ૮૦

સતગુર કહેરે ઘટમાંહે તીરથ સનમુખ હે, અને ઘટમાંહે ધરમ દુવાર,
ઘટમાંહે દેવલ પુજીયે, અને ઘટમાંહે મુગત દિદારરે. ૮૧

સતગુર કહેરે ઘર ઉપર જેમ દીવડો, અને માંહે કાલી રાત,
એ ફોગટ ધોણા બાહેરકા, અને કાસલ જાવે સાથરે. ૮૨

સતગુર કહેરે ગંગા જમના સરસ્વતી, અને તેમાંહે નાહીયે પુરા સંજોગ,
તોય અંતર ડાગ ન ઉતરે, પછે લીલા કરાવે ભોગરે. ૮૩

સતગુર કહેરે તીરથ ત્રવેણીમાં નાહીયે, અને જપીયે અજપ્પા જાપ,
પાંચ પવીત્ર કીજીયે, તો કુળના જાવે પાપરે. ૮૪

સતગુર કહેરે પર નીંદા નર જે કરે, અને કરે અજાણી વાત,
તે નરગ પડે જીવ પોતા તણું, પછે એકોતેર પુરીયા નહી સાથરે. ૮૫

સતગુરકહેરે જીકરજ ભાવો જીવડા, અને દીલ ભીતર જપીયે સાહેબજીકોનામ,
એ દયા સમરથકી પ્રીત કરો, પછી અંતકાલે નારાયણરે. ૮૬

સતગુર કહેરે પુરી પ્રીતે પીયુ મળે, અને વણ પ્રીતે દુરજ હોય,
જળમધે જેમ કમળડી, તેને અંગ ન ભેટે તોયરે. ૮૭

સતગુર કહેરે ભલકાં વાગે ભાવકા, અને પડે પ્રેમકે ઘાય,
જો પીડા હોવે પ્રેમકી, તો નયણે નીંદ ન આયરે. ૮૮
સતગુર કહેરે નીંદ બીચારી ક્યા કરે, જો બંદા હોય હુશીઆર,
પીયુ પીયુ કરતા રેણી ગુમાવે, પછે હોવે પરભાતરે. ૮૯
સતગુર કહેરે પ્રભાતે રવી ઉગીયો, અને નવખંડમાંહે હુવો પ્રકાશ,
જ્યાં જોઈયે ત્યાં તેટલો, એમ સરવ ઘટ પીયુકો વાસરે. ૯૦
સતગુર કહેરે સોના વેચી સાજન લીજીયે, અને મોતી કેરે મુલ,
વે સાજન કેમ છોડીયે, ભાઈ લોકાં કેરે બોલરે. ૯૧
સતગુર કહેરે બોલે બોલે લીજીયે, અને પીયુને પીછાણુ,
સીર સાટે જો પીયુ મીલે, તોબી સોંઘા જાણુરે. ૯૨
સતગુર કહેરે સીર સાટાં તો કીજીયે, જો પીયુજી વીકાતાં હોય હાટ,
તો એક ક્ષણ વીલંબ ન કીજીયે, એ ભાઈ હાથ દીજે કાટરે. ૯૩
સતગુર કહેરે ઇશ્ક તો વાડીમાં ન નીપજે, એ ઇશ્ક તો હાટ ન વેચાય,
ઇશ્ક તો હઇડા માંહે નીપજે, તે હઈડું કોરી ખાયરે. ૯૪
સતગુર કહેરે પ્રેમરસ તો અતિ રસ મીઠડાં, અને જે કોઇ દેખે ચાખ,
શાહા જો પાવે સીર લગી, તેનું હઈડું દવે સાંખરે. ૯૫
સતગુર કહેરે હરી રસ જેણે ચાખીયા, અને અવરા મુખ નહી ભાય,
પ્રેમ માતામેં જો મરે, તે બેઠા પ્રેમ રસ ખાયરે. ૯૬
સતગુર કહેરે મુજ પ્રાણીને કસીયે, અને મુવે દાગ દીધો ન જાય,
તેનું માંસ ગલી ઢલી લોય પરે, ભાઇ તેનું પંજર રહે ન ગલાયરે. ૯૭
સતગુર કહેરે સતી થઈ તો કયું રહિ, જો ન જલી પીયુજીકે લાય,
જા જા ન મુખ ઘેલડી, પ્રેમ લાજ ન આયરે, ૯૮
સતગુર કહેરે મોટ ન કરસેરે મીયાં મીયાં, અને પાખર નાંખી જોય,
ત્યાં નાંખણહારા શું કરે, જેનાં બાણ ન વાગા તોયરે. ૯૯
સતગુર કહેરે લીલા ગેમર જારીયા, અને પાણી તણે સનેહ,
પણ સુકો સાલ બીચારો શું જાણે, જે કેતા ઉપ્રા મેહુરે. ૧૦૦

સતગુર કહેરે ઉગીયા તેને ધ્યાવીયે, અને વારો તેની આણ,
કાલ ભોજન જમીયા, તેના ભાઇ આજ શા વખાણરે. ૧૦૧

સતગુર કહેરે ભુલાવણે જીવ તું આવીયો, અને ભુટયો તે માહા અજાણ,
ચોરાશીવાર જીવ તું આવીયો, તોય ન મારયા પાંચે કાળરે. ૧૦૨

સતગુર કહેરે પાંચ કાળ જેને વસ કીયા, મરી રહયા જુગ માંહે,
પછે સતગુર સાથી કીજીયે, તો જીવ અમરાપુરી જાયરે. ૧૦૩

સતગુર કહેરે દુનીયા દુરીજન દુર કરો, અને અંતર લેહ લગાય,
સતગુર દિપક હાથ કરી, ઢુંઢે સો મોમન પીયુ પાયરે. ૧૦૪

સતગુર કહેરે દુનીયા રંગ ધુમા કેરા, અને કોય ન જાણે ભેદ,
સુની પુજા જુગમાંહે કરે, ભાઇ વરત્યા વાંચે વેદરે. ૧૦૫

સતગુર કહેરે દુનીયા દારૂ બોતકર, અને દારૂ ન પાવે કોય,
ઉજડ મીંદર જાઇ ઉતરે, તીસે કોણ પીલાવે તોયરે. ૧૦૬

સતગુર કહેરે સાચા સાચી વાટે દોડીયે, અને શાહા ગયા જીસ વાટ,
જોતા જોતા જાઇયે, અને હીરૂ પાઇયે ઘાટરે. ૧૦૭

સતગુર કહેરે પગલે પગલે ઢુંઢીયે, અને જોઇયે સતકી વાટ,
સત વીના જે ચાલીયા, તે ઘડાય બોતેરા ઘાટરે. ૧૦૮

સતગુર કહેરે વેળા આવી વીખડી, અને ચેતો તે ચેતણહાર,
તમે આપજ રાખો આપણું, અને ચલણાં ખંડાની ધારરે. ૧૦૯

સતગુર કહેરે સુળી ઉપર નાચણાં, અને ખેલે તે ખેલણહાર,
સામી અણીયે ચલણાં, બાલકાં પડે તેણી વારરે. ૧૧૦

સતગુર કહેરે કોલ હમારા સાચ હે, અને સાચે મન પતિજ્ઞાય,
ફરી ફરી નહી આવણાં, પછે એકોતેર સાથે જાયરે. ૧૧૧

સતગુર કહેરે ગઇ ગઇ બાતાં કયા કરો, અને હાજર બુજે ભેદ,
બાર કરોડ લઇ ચાલીયા, એવા સાચા ગુરૂ સોહોદેવરે. ૧૧૨

સતગુર કહેરે પસ્તક ઉગ્યા ને પરગટયા, અને ભીતર ચાંદરૂણા હોય,
એ સોલ કલાસું ઉગીયા, તેની રસાણ ન બુજે કોયરે. ૧૧૩

સતગુર કહેરે રસાયણ સારી સતકી, અને સતસું ચાલ્યા જાય,
એ સત વીના જે ચાલીયા, તે બોતેરા ફેરા ખાયરે. ૧૧૪

સતગુર કહેરે કલજુગમાં અથરવેદ હે, અને થર નહી સંસાર,
આ વેદ વાચકે જે ચાલીયા, તે તરફર લગયા પારરે. ૧૧૫

સતગુર કહેરે કરતા જુગમાંહે પેલાજ તારીયા, અને સીધા તે પાંચ કરોડ,
પાંચે પુરા શેવીયા, તેણે મનમાંહે ન જાણી મોડરે. ૧૧૬

સતગુર કહેરે ત્રેતા જુગમાંહે હરિચંદ તારીયા, અને સીધા તે કરોડ સાત,
સાતે સતીયે સરેવીયા, તે કેની ન કરતા વાતરે. ૧૧૭

સતગુર કહેરે દુવાપુર જુગમાંહે નવ કરોડ તારીયા, અને પંડવે ગળાવી દેહ,
તેણે સત ન ખોયું આપણું, અને હરીસું રાખ્યો નેહરે. ૧૧૮

સતગુર કહેરે કલજુગમાં પીર સદરદીન સાચ હે, અને સાચા તે કરોડ બાર,
સાચા તે સાહેબને સરેવતા, તેણે ન કીધી વારરે. ૧૧૯

સતગર કહેરે પીર સદરદિન સાચ હે, તમે બુજો તે મુમન ભેવ,
ચાર જુગના જીવ ભુલીયા, એમ બોલ્યા ગુર સોહોદેવરે. ૧૨૦

